# દોહા

# ગુજરાત બોર્ડ ધોરણ ૮ અને ૯, વિષય ગુજરાતી અને હિન્દી

ગુજરાત બોર્ડના ધોરણ ૮ અને ૯ના ગુજરાતી અને હિન્દીના અભ્યાસક્રમમાં દોહાનો સમાવેશ કરવામાં આવ્યો છે. ૭ના હિન્દીના અભ્યાસક્રમમાં પણ દોહાનો સમાવેશ કરવામાં આવ્યો છે. અહીં ધોરણ ૮ અને ૯માં ગુજરાતી અને હિન્દીમાં પ્રસ્તુત દોહા દ્વારા આપણે દોહા છંદ ઉપરાંત એમાં નિભાવવામાં આવતી પ્રાસ-વ્યવસ્થાનો પણ અભ્યાસ કરીશું.

દોહા છંદ ગુજરાતીમાં દુહા અને દોહરા નામથી પ્રચલિત છે. દોહામાં અધ્યાત્મ, જીવન જીવવાની ફિલસૂફી, સામાજિક અને ધાર્મિક કુરિવાજો પર કટાક્ષ જેવા વિષયો જોવા મળે છે. ગુજરાતી અને હિન્દી બંનેમાં દોહા છંદનું સ્વરૂપ સરખું જ છે. સૌપ્રથમ આપણે ધોરણ ૮ અને ૯ના ગુજરાતી વિષયમાં પ્રસ્તુત દોહા દ્વારા દોહા છંદ અને એની પ્રાસ-વ્યવસ્થા સમજવાનો પ્રયત્ન કરીએ.

પંક્તિના અંતે આવતા એકસરખા શબ્દ અથવા શબ્દસમુહને અનુપ્રાસ કહીશું અને અનુપ્રાસના બરાબર પહેલા આવતા સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દોને પ્રાસ કહીશું. સામાન્ય રીતે દોહાની બંને પંક્તિના અંતે ફક્ત પ્રાસ જ જાળવવામાં આવે છે. મોટેભાગે દોહાની બંને પંક્તિના અંતે અનુપ્રાસ જાળવવામાં આવતા નથી. અહીં ગુજરાતી દોહા પ્રાસ-વ્યવસ્થા સહિત પ્રસ્તુત છે.

## લોકસાહિત્ય :-

## ધોરણ-૮(૧)

વિપત પડે ના વલખિયે, વલખે વિપત ન જાય;
વિપતે ઉદ્યમ કીજિયે, ઉદ્યમ વિપતને ખાય.

પ્રાસ : જાય – ખાય

પ્રાસ-વ્યવસ્થા : આકાર+ય

આ દોહામાં પહેલા અને ત્રીજા ચરણના અંતે પણ પ્રાસ જાળવવામાં આવ્યા છે જે નીચે મુજબ છે.

પ્રાસ : વલખિયે – કીજિયે

પ્રાસ-વ્યવસ્થા : ઇકાર+યે

## ધોરણ-૮(૨)

ગુણની ઉપર ગુણ કરે, એ તો વેવારાં વટ્ટ;
અવગુણ ઉપર ગુણ કરે, ખરી ખત્રિયાં વટ્ટ

અનુપ્રાસ : વટ્ટ

પ્રાસ : વેવારાં – ખત્રિયાં

પ્રાસ-વ્યવસ્થા : આંકારાંત

(આ દોહામાં અનુપ્રાસ પણ જાળવવામાં આવ્યા છે.)

## ધોરણ-૯(3)

પાઠ્યપુસ્તકમાં બીજી પંક્તિમાં ત્રીજું અને ચોથું ચરણ ઉલટસુલટ છપાયું છે જે અહીં સુધારીને પ્રસ્તુત કરું છું.

તન ખોટાં હૈયાં ફૂટલ, ધરવ ન કશીયે વાત;
શાણા સમજે સાનમાં, એ કળજગની જાત.

પ્રાસ : વાત – જાત

પ્રાસ-વ્યવસ્થા : આકાર+ત

દોહા છંદ સમજવા પહેલાં લઘુ-ગુરુ અક્ષરો અને એમાં લેવામાં આવતી છૂટ વિશે પ્રાથમિક સમજ મેળવી લઈએ.

(૧)

લ = લઘુઅક્ષર એટલે કે અ, ઇ, ઉ અને ઋ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન કે જેનો ઉચ્ચારણ સમય એક માત્રા હોય છે.

(૨)

ગા = ગુરુઅક્ષર એટલે કે આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અને અ: સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન કે જેનો ઉચ્ચારણ સમય બે માત્રા હોય છે.

(3)

છંદનું લગાત્મક માપ લખતી વખતે જ્યાં એક ગુરુને બદલે બે લઘુનો પ્રયોગ કરી શકાય એમ હોય ત્યારે ‘દા’ સંજ્ઞાનો પ્રયોગ કરવામાં આવે છે.

(૪)

જોડાક્ષરનો થડકાર એના પહેલાના લઘુ પર લાગતો હોય તો એ લઘુને ગુરુ જ ગણવામાં આવશે.

(૫)

બધા જ એકાક્ષરી ગુરૂ શબ્દો અને બધા જ એકાક્ષરી પ્રત્યયોને ગુરૂ ઉપરાંત લઘુ તરીકે પણ પ્રયોજી શકાય.

(૬)

જો કર્ણકટુ ન લાગતું હોય તો ઇ અને ઉ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન લઘુ ઉપરાંત ગુરૂ તરીકે પણ લઈ શકાય. એ જ રીતે જો કર્ણકટુ ન લાગતું હોય તો ઈ અને ઊ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન ગુરૂ ઉપરાંત લઘુ તરીકે પણ લઈ શકાય.

(૭)

તેરા, મેરા, તેરી, મેરી, તેરે, મેરે, તેરો, મેરો અને કોઈ શબ્દ ગાગા સ્વરૂપના હોવા છતાં એને ગાલ, લગા અને લલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

હવે આપણે દોહા છંદ સમજવાનો પ્રયત્ન કરીએ. દોહા એ દોહા છંદમાં રચવામાં આવતું ફક્ત બે જ પંક્તિનું કાવ્ય છે. દોહાના ચાર ચરણ હોય છે કે જે બે પંક્તિમાં લખવામાં આવે છે. દોહાના પહેલા અને બીજા ચરણ મળીને દોહાની પહેલી પંક્તિ તથા દોહાના ત્રીજા અને ચોથા ચરણ મળીને દોહાની બીજી પંક્તિ બને છે. દોહામાં ચરણાંત યતિ જાળવવી જરૂરી છે. દોહાના બીજા અને ચોથા ચરણને અંતે એટલે કે દોહાની બંને પંક્તિના અંતે પ્રાસ જાળવવામાં આવે છે. દોહા એ માત્રામેળ છંદ છે કે જેમાં લઘુની એક માત્રા અને ગુરુની બે માત્રાના હિસાબે પહેલું અને ત્રીજું ચરણ ૧૩ માત્રાનું તથા બીજું અને ચોથું ચરણ ૧૧ માત્રાનું હોય છે. દરેક ચરણની અગિયારમી માત્રા પર લઘુ જાળવવો જરૂરી છે તથા બીજા અને ચોથા ચરણને અંતે ગાલ સ્વરૂપ જાળવવું જરૂરી છે.

દોહાછંદનું લગાત્મક સ્વરૂપ : દાદાદાદા દાલદા, દાદાદાદા ગાલ

નીચે દર્શાવ્યા મુજબ સમજવાથી દોહા છંદનું માપ વધુ સ્પષ્ટ થશે.

દોહાની દરેક પંક્તિમાં કુલ ૨૪ માત્રા (૧૩+૧૧=૨૪) નીચે મુજબ જાળવવાની હોય છે.
દોહા છંદની દરેક પંક્તિનું માપ : (૮+૨+લ+૨) + (૮+ગાલ)

મોટેભાગે દોહાની બંને પંક્તિના અંત્ય ગાલ સ્વરૂપમાં જ પ્રાસ-વ્યવસ્થા જળવાયેલી જોવા મળે છે કે જેમાં મોટેભાગે બંને પંક્તિનો અંત્ય લઘુ એકસરખો જ હોય છે અને ગુરુનો ફક્ત સ્વર જ એકસરખો હોય છે. અહીં ગુજરાતી દોહા પ્રાસ-વ્યવસ્થા સહિત પ્રસ્તુત છે.

દોહા છંદને થોડા વધુ વિસ્તારથી સમજીએ. નીચે દોહાની દરેક પંક્તિના ક્રમાનુસાર ઉત્તમથી ઉત્તમોત્તમ માપ પ્રસ્તુત છે.

(૧)

દોહા છંદની દરેક પંક્તિનું માપ : (૮+૨+લ+૨) + (૮+ગાલ)

(૨)

દોહા છંદની દરેક પંક્તિનું માપ : (૮+૨+લગા) + (૮+ગાલ)

(3)

દોહા છંદની દરેક પંક્તિનું માપ : (૮+ગાલગા) + (૮+ગાલ)

લયની પ્રવાહિતા માટે આઠ માત્રાના કોઈપણ ગણમાં બે જગણ (લગાલ) એકસાથે પ્રયોજવા ન જોઇએ તથા એ આઠ માત્રાનો ગણ લગાગાગાલ સ્વરૂપે પણ ન હોવો જોઇએ. બને ત્યાં સુધી આઠ માત્રાના ગણની છેલ્લી પાંચ માત્રા ગાગાલ સ્વરૂપે લેવાનું ટાળવું જોઇએ.

લઘુ-ગુરુ ગણવિભાજન :-

(ગુરુઅક્ષરની બીજી માત્રા દર્શાવવા – ચિહ્નનો પ્રયોગ કર્યો છે કે જેની સાથે આખી પંક્તિની કુલ માત્રા ૨૪ થશે.)

| પહેલું અને ત્રીજું ચરણ (૮+૨+લ+૨ = ૮+૨+૧+૨ = ૧૩ માત્રા કુલ) | | | | બીજું અને ચોથું ચરણ (૮+ગાલ = ૮+૨+૧ = ૧૧ માત્રા કુલ) | | |
|---|---|---|---|---|---|---|
| ૮ માત્રા | ૨ માત્રા | લઘુ | ૨ માત્રા | ૮ માત્રા | ગુરુ | લઘુ |
| | | | | | | |
| વિ પ ત પ ડે – ના – | વ લ | ખિ | યે – | વ લ ખે – વિ પ ત ન | જા – | ય |
| વિ પ તે – ઉદ્ – ય મ | કી – | જિ | યે – | ઉદ્ – ય મ વિ પ ત ને | ખા – | ય |
| | | | | | | |
| ગુ ણ ની – ઉ – પ ર | ગુ ણ | ક | રે – | એ તો વે – વા – રાં – | વટ્ – | ટ |
| અ વ ગુ ણ ઉ – પ ર | ગુ ણ | ક | રે – | ખ રી – ખત્ – રિ યાં – | વટ્ – | ટ |
| | | | | | | |
| ત ન ખો – ટાં – હૈ – | યાં – | ફૂ | ટ લ | ધ ર વ ન ક શી યે – | વા – | ત |
| શા – ણા – સ મ જે – | સા – | ન | માં – | એ – ક ળ જ ગ ની – | જા – | ત |

દોહા ક્રમાંક ૧માં ઉદ્ તથા દોહા ક્રમાંક ૨માં અનુક્રમે વટ્ અને ખત્, જોડાક્ષરના નિયમ મુજબ લઘુ અને જોડાક્ષર મળીને એક ગુરુ જ ગણાશે.

ગુજરાતી અને હિન્દી બંનેમાં દોહા છંદનું સ્વરૂપ સરખું જ હોવાથી હિન્દી માટે દોહા છંદની અલગ ચર્ચાની જરૂર નથી. સૌપ્રથમ ધોરણ ૮ના હિન્દી વિષયમાં પ્રસ્તુત દોહા પ્રાસ-વ્યવસ્થા સહિત પ્રસ્તુત છે અને ત્યારબાદ ગણવિભાજન પ્રસ્તુત છે.

## कबीर :-

**(१)**

**साँई इतना दीजिए, जा में कुटुम समाय।**
**मैं भी भूखा ना रहूँ, साधु न भूखा जाय।।**
**प्रास : समाय - जाय**
**प्रास-व्यवस्था : आकार+य**

**(२)**

**बिना विचारे जो करे, सो पाछो पछताय।**
**काम बिगाड़े आपनो, जग में होत हँसाय।।**
**प्रास : पछताय - हँसाय**
**प्रास-व्यवस्था : आकार+य**

**(३)**

**कबीर खड़ा बाज़ार में, माँगे सब की ख़ैर।**
**ना काहु से दोसती, ना काहु से बैर।।**
**प्रास : ख़ैर - बैर**
**प्रास-व्यवस्था : ऐकार+र**

## रहीम :-

**(४)**

**रहिमन वे नर मर चुके, जे कहुँ माँगन जाहिं।**
**उनते पहिले वे मुए, जिन मुख निकसत नाहिं।।**
**प्रास : जाहिं - नाहिं**
**प्रास-व्यवस्था : आकार+हिं**

આ દોહામાં પહેલા અને ત્રીજા ચરણના અંતે પણ પ્રાસ જાળવવામાં આવ્યા છે જે નીચે મુજબ છે.

**प्रास : चुके - मुए**
**प्रास-व्यवस्था : एकार (एकारांत)**

**(५)**

**जो रहीम उत्तम प्रकृति, का करि सकत कुसंग।**
**चंदन विष व्यापत नहीं, लिपटे रहत भुजंग।।**
**प्रास : कुसंग - भुजंग**
**प्रास-व्यवस्था : अंकार+ग**

**(६)**

**बड़े बड़ाई ना करै, बड़े न बोले बोल।**
**रहिमन हीरा कब कहै, लाख टका मेरो मोल।।**
**प्रास : बोल - मोल**
**प्रास-व्यवस्था : ओकार+ल**

આ દોહામાં પહેલા અને ત્રીજા ચરણના અંતે પણ પ્રાસ જાળવવામાં આવ્યા છે જે નીચે મુજબ છે.

**प्रास : करै - कहै**
**प्रास-व्यवस्था : ऐकार (ऐकारांत)**
**अतिचुस्त प्रास-व्यवस्था : अकार+ऐकार**

## तुलसीदास :-

### (७)

**आवत हिय हरषै नहीं, नैनन नहीं सनेह।**
**तुलसी वहाँ न जाइए, कंचन बरसे मेह।।**
**प्रास : सनेह - मेह**
**प्रास-व्यवस्था : एकार+ह**

### (८)

**विद्या धन उद्यम बिना, कहौ जू पावे कौन।**
**बिना डुलाये ना मिले, ज्यौं पंखा को पौन।।**
**प्रास : कौन - पौन**
**प्रास-व्यवस्था : औकार+न**

લઘુ-ગુરુ ગણવિભાજન :-

(ગુરુઅક્ષરની બીજી માત્રા દર્શાવવા – ચિહ્નનો પ્રયોગ કર્યો છે કે જેની સાથે આખી પંક્તિની કુલ માત્રા ૨૪ થશે.)

| પહેલું અને ત્રીજું ચરણ (૮+૨+લ+૨ = ૮+૨+૧+૨ = ૧૩ માત્રા કુલ) | | | | બીજું અને ચોથું ચરણ (૮+ગાલ = ૮+૨+૧ = ૧૧ માત્રા કુલ) | | |
|---|---|---|---|---|---|---|
| ૮ માત્રા | ૨ માત્રા | લઘુ | ૨ માત્રા | ૮ માત્રા | ગુરુ | લઘુ |
| | | | | | | |
| साँ - ई - इ त ना - | दी - | जि | ए - | जा - में - कु टु म स | मा - | य |
| मैं - भी - भू - खा - | ना - | र | हूँ - | सा - धु न भू - खा - | जा - | य |
| | | | | | | |
| बि ना - वि चा - रे - | जो - | क | रे - | सो - पा - छो - प छ | ता - | य |
| का - म बि गा - ड़े - | आ - | प | नो - | ज ग में - हो - त हँ | सा - | य |
| | | | | | | |
| क बी र ख ड़ा - बा - | ज़ा - | र | में - | माँ - गे - स ब की - | ख़ै - | र |
| ना - का - हु - से - | दो - | स | ती - | ना - का - हु - से - | बै - | र |
| | | | | | | |
| र हि म न वे - न र | म र | चु | के - | जे - क हुँ माँ - ग न | जा - | हिं |
| उ न ते - प हि ले - | वे - | मु | ए - | जि न मु ख नि क स त | ना - | हिं |
| | | | | | | |
| जो - र ही - म उत् - | त म | प्र | कृ ति | का - क रि स क त कु | सं - | ग |
| चं - द न वि ष व्या - | प त | न | हीं - | लि प टे - र ह त भु | जं - | ग |
| | | | | | | |
| ब ड़े - ब ड़ा - ई - | ना - | क | रै - | ब ड़े - न बो - ले - | बो - | ल |
| र हि म न ही - रा - | क ब | क | है - | ला - ख ट का - मे रो | मो - | ल |
| | | | | | | |
| आ - व त हि य ह र | षै - | न | हीं - | नै - न न न हीं - स | ने - | ह |
| तु ल सी - व हाँ - न | जा - | इ | ए - | कं - च न ब र से - | मे - | ह |
| | | | | | | |
| विद् - या - ध न उद् - | य म | बि | ना - | क हौ - जू पा - वे - | कौ - | न |
| बि ना - डु ला - ये - | ना - | मि | ले - | ज्यौं - पं - खा - को - | पौ - | न |

દોહા ક્રમાંક ૫માં **उत्** તથા દોહા ક્રમાંક ૮માં **विद्** અને **उद्**, જોડાક્ષરના નિયમ મુજબ લઘુ અને જોડાક્ષર મળીને એક ગુરુ જ ગણાશે.

હવે ધોરણ ૯ના હિન્દી વિષયમાં પ્રસ્તુત દોહા પ્રાસ-વ્યવસ્થા સહિત પ્રસ્તુત છે અને ત્યારબાદ ગણવિભાજન પ્રસ્તુત છે.

## कबीर :-

**(१)**

**कस्तूरी कुंडली बसै, मृग ढूंढे बन माहिं।**
**ऐसे घट-घट राम है, दुनिया देखे नाहिं।।**
**प्रास : माहिं - नाहिं**
**प्रास-व्यवस्था : आकार+हिं**

આ દોહામાં પહેલા અને ત્રીજા ચરણના અંતે પણ પ્રાસ જાળવવામાં આવ્યા છે જે નીચે મુજબ છે.

**प्रास : बसै - है**
**प्रास-व्यवस्था : ऐकार (ऐकारांत)**

**(२)**

**मेरा मुझमें कछु नहीं, जो कछु है सो तेरा।**
**तेरा तुझको सौंपते, क्या कागेगा मेरा।।**
**प्रास : तेरा - मेरा**
**प्रास-व्यवस्था : एकार+रा**

**(३)**

**संत मिले सुख उपजे, दुष्ट मिले दुःख होय।**
**सेवा कीजे संत की, तो जनम कृतार्थ सोय।।**
**प्रास : होय - सोय**
**प्रास-व्यवस्था : ओकार+य**

**(४)**

**एहरन की चोरी करे, करे सूई का दान।**
**ऊँचे चढ़कर देखते, कैतिक दूर विमान।।**
**प्रास : दान - विमान**
**प्रास-व्यवस्था : आकार+न**

આ દોહામાં પહેલા અને ત્રીજા ચરણના અંતે પણ પ્રાસ જાળવવામાં આવ્યા છે જે નીચે મુજબ છે.

**प्रास : करे - देखते**
**प्रास-व्यवस्था : एकार (एकारांत)**

**(५)**

**सोना सज्जन साधु जन, टूटि जुरै सौ बार।**
**दुर्जन कुंभ कुम्हार के, एकै धका दरार।।**
**प्रास : बार - दरार**
**प्रास-व्यवस्था : आकार+र**

**(६)**

**रुखा सूखा खाई कै, ठण्डा पानी पीव।**
**देख पराई चूपड़ी, मत ललचावै जीव।।**
**प्रास : पीव - जीव**
**प्रास-व्यवस्था : ईकार+व**

**(७)**

**कबीर इस संसार में, पंच रत्न है सार।**
**साधु मिलन हरिभजन, दया-दीन-उपकार।।**
**प्रास : सार - उपकार**
**प्रास-व्यवस्था : आकार+र**

**(૮)**

**काँकर पाथर जोरि कै, मसजिद लई चिनाय।**
**ता चढ़ि मुल्ला बाँग दै, बहिरा हुआ खुदाय।।**

**प्रास : चिनाय - खुदाय**

**प्रास-व्यवस्था : आकार+य**

આ દોહામાં પહેલા અને ત્રીજા ચરણના અંતે પણ પ્રાસ જાળવવામાં આવ્યા છે જે નીચે મુજબ છે.

**प्रास : कै - दै**

**प्रास-व्यवस्था : ऐकार (ऐकारांत)**

**(૯)**

**दुःख में सुमिरन सब करै, सुख में करै न कोय।**
**जो सुख में सुमिरन करै, तो दुःख काहे को होय।।**

**प्रास : कोय - होय**

**प्रास-व्यवस्था : ओकार+य**

આ દોહામાં પહેલા અને ત્રીજા ચરણના અંતે પ્રાસ જાળવવામાં આવ્યા નથી પરંતુ ફક્ત અનુપ્રાસ જ જાળવવામાં આવ્યા છે જે નીચે મુજબ છે.

**अनुप्रास : करै**

લઘુ-ગુરુ ગણવિભાજન :-

(ગુરુઅક્ષરની બીજી માત્રા દર્શાવવા – ચિહ્નનો પ્રયોગ કર્યો છે કે જેની સાથે આખી પંક્તિની કુલ માત્રા ૨૪ થશે.)

| પહેલું અને ત્રીજું ચરણ (૮+૨+લ+૨ = ૮+૨+૧+૨ = ૧૩ માત્રા કુલ) | | | | બીજું અને ચોથું ચરણ (૮+ગાલ = ૮+૨+૧ = ૧૧ માત્રા કુલ) | | |
|---|---|---|---|---|---|---|
| ૮ માત્રા | ૨ માત્રા | લઘુ | ૨ માત્રા | ૮ માત્રા | ગુરુ | લઘુ |
| | | | | | | |
| कस् - तू - री - कुं ड | ली - | ब | सै - | मृ ग ढूं - ढे - ब न | मा - | हिं |
| ऐ - से - घ ट घ ट | रा - | म | है - | दु नि या - दे - खे - | ना - | हिं |
| | | | | | | |
| मे - रा - मु झ में - | क छु | न | हीं - | जो - क छु है - सो - | ते - | रा |
| ते - रा - तु झ को - | सौं - | प | ते - | क्या - का - गे - गा - | मे - | रा |
| | | | | | | |
| सं - त मि ले - सु ख | उ - | प | जे - | दुष् - ट मि ले - दुः ख | हो - | य |
| से - वा - की - जे - | सं - | त | की - | तो ज न म कृ तार् - थ | सो - | य |
| | | | | | | |
| ए ह र न की - चो - | री - | क | रे - | क रे - सू - ई का - | दा - | न |
| ऊँ - चे - च ढ़ क र | दे - | ख | ते - | कै - ति क दू - र वि | मा - | न |
| | | | | | | |
| सो - ना - सज् - ज न | सा - | धु | ज न | टू - टि जु रै - सौ - | बा - | र |
| दुर् - ज न कुं भ कुम् - | हा - | र | के - | ए - कै - ध का - द | रा - | र |
| | | | | | | |
| रु - खा - सू - खा - | खा - | ई | कै - | ठण् - डा - पा - नी - | पी - | व |
| दे - ख प रा - ई - | चू - | प | ड़ी - | म त ल ल चा - वै - | जी - | व |
| | | | | | | |
| क बी - र इ स सं - | सा - | र | में - | पं - च रत् - न है - | सा - | र |
| सा - धु - मि ल न ह | रि - | भ | ज न | द या - दी - न उ प | का - | र |
| | | | | | | |
| काँ - क र पा - थ र | जो - | रि | कै - | म स जि द ल ई - चि | ना - | य |
| ता - च ढ़ि मुल् - ला - | बाँ - | ग | दै - | ब हि रा - हु आ - खु | दा - | य |
| | | | | | | |
| दुः ख में - सु मि र न | स ब | क | रै - | सु ख में - क रै - न | को - | य |
| जो - सु ख में - सु मि | र न | क | रै - | तो - दुः ख का - हे को | हो - | य |

ઉપરોક્ત ગણવિભાજનમાં **कस्, दुष्, तार्, सज्, दुर्, कुम्, ठण्, रत्** અને **मुल्**, જોડાક્ષરના નિયમ મુજબ લઘુ/ગુરુ અને જોડાક્ષર મળીને એક ગુરુ જ ગણાશે.

નીચે પ્રસ્તુત દોહામાં બંને પંક્તિને અંતે એટલે કે બીજા અને ચોથા ચરણને અંતે તો પ્રાસ જાળવવામાં આવ્યા જ છે પરંતુ પહેલા અને ત્રીજા ચરણને અંતે પણ પ્રાસ જાળવવામાં આવ્યા છે.

(૧)
વિપત પડે ના વલખિયે, વલખે વિપત ન જાય;
વિપતે ઉદ્યમ કીજિયે, ઉદ્યમ વિપતને ખાય.
ચરણ ક્રમાંક ૨ અને ૪ ને અંતે :-
પ્રાસ : જાય – ખાય
પ્રાસ-વ્યવસ્થા : આકાર+ય
ચરણ ક્રમાંક ૧ અને ૩ ને અંતે :-
પ્રાસ : વલખિયે – કીજિયે
પ્રાસ-વ્યવસ્થા : ઇકાર+યે

(૨)
**एहरन की चोरी करे, करे सूई का दान।**
**ऊँचे चढ़कर देखते, कैतिक दूर विमान।।**
ચરણ ક્રમાંક ૨ અને ૪ ને અંતે :-
**प्रास : दान - विमान**
**प्रास-व्यवस्था : आकार+न**
ચરણ ક્રમાંક ૧ અને ૩ ને અંતે :-
**प्रास : करे - देखते**
**प्रास-व्यवस्था : अकार+ते**

દોહા છંદના પહેલા અને ત્રીજા ચરણની છેલ્લી પાંચ માત્રા ૨+લ+૨ અથવા ગા+લ+૨ અથવા ૨+લ+ગા અથવા ગા+લ+ગા સ્વરૂપે હોય શકે છે જે પૈકી મારા મતાનુસાર ગા+લ+ગા સ્વરૂપ સૌથી ઉત્તમ છે. આમ મારા મતાનુસાર દોહા છંદની દરેક પંક્તિનું ઉત્તમોત્તમ સ્વરૂપ નીચે મુજબ થશે કે જે જાળવવું ફરજીયાત નથી.

દોહા છંદની દરેક પંક્તિનું ઉત્તમોત્તમ સ્વરૂપ : (૮+ગાલગા) + (૮+ગાલ)

**एहरन की चोरी करे, करे सूई का दान।**
**ऊँचे चढ़कर देखते, कैतिक दूर विमान।।**
દોહા છંદનું સ્વરૂપ : (૮+ગાલગા) + (૮+ગાલ)

કોઈકવાર એવા પણ દોહા જોવા મળે છે કે જેમાં બંને પંક્તિના અંતે પ્રાસને બદલે ફક્ત અનુપ્રાસ જ જાળવવામાં આવ્યા હોય.

**जैसा भोजन खाइए, तैसा ही मन होय।**
**जैसा पानी पीजिए, तैसी बानी होय।।**
**- कबीर**
**अनुप्रास : होय**

અલગઅલગ ગાયકો દ્વારા ગાવામાં આવેલ દોહાની યાદી પ્રસ્તુત છે.

| ક્રમ | પહેલી પંક્તિ | ગાયકનું નામ | ફિલ્મ અથવા આલ્બમનું નામ |
|---|---|---|---|
| ૧ | ઓ ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ | કોરસ | ? |
| ૨ | બડે બડાઈ ના કરૈ, બડે ન બોલે બોલ | હેમલતા અને જસપાલ સિંઘ | અખિયોં કે ઝરોખોં સે |
| ૩ | મૈં રોયા પરદેસ મેં, ભીગા મા કા પ્યાર | જગજીત સિંઘ | ઇનસાઈટ |
| ૪ | દુઃખ મેં સુમિરન સબ કરૈ, સુખ મેં કરૈ ન કોય | જગજીત સિંઘ | કબીર |
| ૫ | ઓ ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ | હેમંત ચૌહાણ | ? |
| ૬ | ઐસી બાની બોલિએ, મન કા આપા ખોય | ઉદય શાહ | **Available on Youtube with Karaoke** |

દોહા ગાવા માટે કવિશ્રી દલપતરામના દોહા 'ઓ ઇશ્વર ભજીએ તને.....'ની કોરસવાળી ધૂન ખૂબ જ પ્રચલિત છે. આ દોહા સાથે એની પ્રાસ-વ્યવસ્થા, ગણવિભાજન અને સ્વરાંકન પણ પ્રસ્તુત છે. આપની શાળાના સંગીત શિક્ષક પાસેથી અથવા **Youtube** પરથી આ દોહાની ધૂન જાણી શકાશે. એ ધૂનમાં ઉપર પ્રસ્તુત દોહા સહિત કોઈપણ દોહા સરળતાથી ગાઈ શકાશે.

ઓ ઇશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ;
ગુણ તારાં નિત ગાઇએ, થાય અમારાં કામ.
– દલપતરામ
પ્રાસ : નામ – કામ
પ્રાસ-વ્યવસ્થા : આકાર+મ

| ૮ માત્રા | ૨ માત્રા | લઘુ | ૨ માત્રા | ૮ માત્રા | ગુરૂ | લઘુ |
|---|---|---|---|---|---|---|
| ઓ – ઇશ્ – વ ર ભ જી | એ – | ત | ને – | મો – ટું – છે – તુ જ | ના – | મ |
| ગુ ણ તા – રાં – નિ ત | ગા – | ઇ | એ – | થા – ય અ મા – રાં – | કા – | મ |

નીચે પ્રસ્તુત ધૂનના સ્વરાંકનમાં બધા જ દોહા સરળતાથી ગાઈ શકાશે. ઉપરોક્ત બધા જ દોહા આ ધૂનમાં ગાવાથી દોહાનો લય પાકો થશે અને ત્યારબાદ આ ધૂન ગુનગુનાવીને દોહા લખવાનો પ્રયત્ન કરવામાં આવે તો એમાં લગભગ દોહા છંદ જળવાય જશે. ફક્ત એટલું જ ધ્યાન રાખવું કે કોઈ અક્ષર વધુ પડતો ઝડપથી કે વધુ પડતો લંબાવીને ગાવો ન પડે.

તાલ :- કહેરવા (૮ માત્રા)

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓ | - | ઇ | શ | વ | ર | ભ | જી | એ | - | - | ત | ને | - | - | - |
| **ध़** | **सा** | **सा** | **सा** | **रे** | **ग** | **म** | **म** | **ग** | **-** | **-** | **रे** | **सा** | **-** | **-** | **-** |
| ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ | ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ |

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મો | - | ટું | - | છે | - | તુ | જ | ના | - | - | મ | * | * | * | * |
| **प** | **म** | **म** | **-** | **ग** | **-** | **रे** | **सा** | **रे** | **ग** | **रे** | **-** | **-** | **-** | **-** | **-** |
| ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ | ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ |

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગુ | ણ | તા | - | રા | - | નિ | ત | ગા | - | - | ઈ | એ | - | - | - |
| **रे** | **ग** | **रे** | **ग** | **म** | **-** | **म** | **ग** | **रे** | **ग** | **-** | **रे** | **सा** | **-** | **-** | **-** |
| ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ | ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ |

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| થા | - | ય | અ | મા | - | રા | - | કા | - | - | મ | * | * | * | * |
| **सा** | **-** | **रे** | **रे** | **ग** | **रे** | **सा** | **ऩि** | **सा** | **-** | **-** | **-** | **-** | **-** | **-** | **-** |
| ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ | ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ |

જો દોહાની પંક્તિનો અંત્ય લઘુ અકારાંત ન હોય એટલે કે 'અ' સ્વર સિવાયના અન્ય કોઈ સ્વરયુક્ત હોય ત્યારે એને તાલ કહેરવાની ચોથી માત્રાને બદલે પાંચમી માત્રા પર ગાવો પડશે.

